શ્રી

# પવિત્ર લીલાવતી.
# નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
શ્રી દેશી નાટક સમાજને ભજવવા સારૂ.

---


રચનાર

**અધ્યાપક કેશવલાલ શીવરામ.**

છપાવી પ્રસિદ્ધ કરનાર

**અધ્યાપક મોહનલાલ કેશવલાલ**

તથા

**અધ્યાપક જયંતીલાલ કેશલાલ**

અમદાવાદ



આવૃતી ૧૮ મી    પ્રત ૫૦૦૦

અમદાવાદ-પાનકોરને નાકે એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં
શા ડાહ્યાભાઈ ભીખાભાઈએ છાપી

સંવત ૧૯૭૫    સને ૧૯૧૮

કિં. કિંમત ૦-૩-૦

શ્રી

# પવિત્ર લીલાવતી.
# નાટકનાં ગાયનો.

શ્રીમંત ગાયકવાડ સરકાર સયાજીરાવ મહારાજાશ્રિત
શ્રી દેશી નાટક સમાજને ભજવવા સારૂ.

---

રચનાર
અધ્યાપક કેશવલાલ શીવરામ.

છપાવી પ્રસિદ્ધ કરનાર
અધ્યાપક મોહનલાલ કેશવલાલ
તથા
અધ્યાપક જયંતીલાલ કેશવલાલ
અમદાવાદ

આવૃતી ૧૮ મી    પ્રત ૫૦૦૦

અમદાવાદ-પાનકોરને નાકે એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટીંગ પ્રેસમાં
શા ડાહ્યાભાઇ ભીખાભાઇએ છાપી
સંવત ૧૯૭૪ આસો    સને ૧૯૧૮ ઓક્ટોબર

---

કિંમત ૦-૩-૦.

श्री शंखेश्वर पार्श्वनाथाय नमः

# શ્રી પવિત્ર લીલાવતી
# નાટકના ગાયનો.

## મંગળાચરણ.

નટી— ૧

ૐ હ્રીં શ્રી શંખેશ્વર સ્વામી, છો અજર અમર અંતરયામી ૐ.
પાવન થઉં પદ પંકજ પામી, નિત નમન કરૂં નિર્મળ નામી,
અમર નિકર ભૂચર ખેચર, નરત કરત, હરખ ધરત,
શરણ સરત, તરત વરત જય જય જય, ૐ—
શિવસુત કેશવ કૃત ગુણગ્રામી, જે પવિત્ર લીલાવતી જગ જાણી
વેશ્યાનું વ્યસન, તજવું તદન, પંડિત પસન શિખળ વચન;
સજન સજવું નાટક ભજવું જય જય જય—ૐ.

આનંદી— ૨

લીલાવતી સમ પ્રિય પતિને હું, રતીમતિથી વશ કર્યંને;
નાટકની હું નિપુણ નાયકા, ધર્ય નાયક નટવરને;
રંજ જનસભાને વિનય વંદન કર ધરીને.

( નેપથ્યમાં )— ૩

આજ મગ જોતા હું, વિરહાનળથી વ્યાકુળ થઉ વારૂ;
નટી—આ વાણી વેશ્યાની, સાંભળી આવીને શિખ કહું સારૂ;

# અંક પહેલો.

કપરકળા— ૪

અનંગ રંગને ઇચ્છે.

વિરહાનળથી વ્યાકુળ થઇ વહતી અંગ રંગને ઇચ્છે—
ખાનપાન ગુણગાન સ્નાનનું ભાન નહી મન અંગ;
કીઆ લાલ ઉપર લલચાણી, આળસ મરડે અંગ—રંગને.

કામસેના—જાણી તને અજાણ્યું સ્યાણી પુછે પ્રેમ પ્રસંગ;
મતિ કેવળ મેળવ મન મોહન........................

કપરકળા—.........................આ તન તંબુ તંગ--રંગને.

કપરકળા— ૫

અરરર આવ્યો જબર જ્વર આજ.

કામસેના—તે ઓલાવી લાવી? વાલમ વૈદરાજ—અરરર—

કપર—પટ તપાસી નાડી, પ્રેમ પેટી ઉઘાડી જડી સુઘાડી જગાડે જલકાજ
સ્નેહ કુસુમ મકરંદ લગાડી, ઠંડક પમાડી રમાડે રસરાજ. અરરર

કામસેના— ૬

મદન પડયો કેડેરે (૨) ઘણી ગભરાઇરે—મદન—
મન હસ્તી મસ્તીમાં આવ્યો, માવત અંકુશ કમાઇરે—મદન—
કોક વિચક્ષણ વિણ વિહ્વળ હું, તુજ મન ગાંડી ગણાઇરે મદન—
જો સ્વપ્ને સંજોગ બને તો, પોઢુ પલંગ ફુલ છાઇરે—મદન—
નિંદ્રાપણ પ્રિયવીણ નવ આવે, કાળજડામાં લાગ્ય લાહ્ય લાગીરે—મદન—

કપરકળા—ભળાપો ન કર બાળારે, (૨) વિચારી કાંઇરે—ભળાપો—
અપરીત ગણિકાને આ કરવું એમાં છે આપણી કમાઇરે—ભળાપો—

કામ—જો મનપુર તણાઇ જવાની, સ્વારથ સઘળ સમાઇરે—મદન—

સુમતિ— ૭

સુણ સજ્જન સઘળા સમય સેવાને સાર,

કરવા આવ્યા ફાંકડા, જવું ક્યાં ધર્યું

સ્વાર્થદત્ત—અવલોકો ઉન્નુ આમ અપ્સરા આ છે,

ચિત્ત લોહાકર્ષણ કરે ચમક ચતુરા છે,

સુમતિ—આ ચમક પુતળી, લોહ પુરૂષને ખીંચે;

સ્વાર્થદત્ત—દષ્ટી અમૃતથી સ્નેહ બીજને સીંચે;

સુમતિ એથી ઉગ્યો આશા તરૂવર અંતરમાં,

ફળ ગ્રહણ કરવા ઉત્સુક થયો આ કરમાં;

કામસેના— ૮

ઓ માડીસી, ચાલ્યા પેલા અલબેલા તું મુજને મેળવ, એ વાલમ વ્હેલા;

મુખનેં મટકે લોચન લટકે, ચતુર વિચક્ષણ ચાલે ચટકે;

શું એ સટકે કેમ ન અટકે રમક ઝમક ઠમક. ઓ૦

કપટકળા—ગણિકા થઇને થા નહીં ઘેલી, મન મોહનની વાતો મેલી;

ગુમાન સંઘર તું પહેલી, ઝડપ ઝડપ સડપ તું

કપટકળા— ૯

આશું આંસુ કે ચોમાસું, આવ્યું આંખમાં;

આલી આ ચાલી ખાલી નઃસાસા નાખમાં;

પર નર ખગનું જર જીવન હું, હરણ કરણ હુશિયાર;

વાનર સમ મેં કંઇક નચાવ્યા, નરપતને નિરધાર. આશું૦

મમ અક્કલ આગળ પાગળ એ, આમ કરૂં આધીન;

ખાઇ ખ સડાં હુકમ ઉઠાવે, દાસ થઇ નિસદિન; આશું૦

કામ—ખર કે વાનર સમ નહિ. એ નર કામ કુંવર અવતાર;

તું પાગલ નહીં નહીં પાગલ, એ અહીં નહીં પગ ધરનાર;

આવું આલબટતું મુજ આગળ મુંકી આખમાં.

કપટ—વિષય વિષ મય મધુર વચનથી લલચાવું એ લાલ;

પોપટ સમ પટ પકડી પુરૂં, કપટ પાંજરે હાલ. આશું૦

કપરકળા— ૧૦

ઓ અલબેલા આવો, આવો, આવોને પ્યારા લાલ;
તલસેછે, તલસેછે, તલસેછે, તલસેછે તલસેછે તમને એ. ઓ૦
આપના નામનો જાપ જપે, સ્મર તાપ તપે તન આતુર આસી;
પ્રાણની હાણ સુજાણ થશે, થશો પાણી છબાડીએ ચાતુર ચાલી;
કામ છે ઠામે ભરો ડગ આમ, સુકામનો વાડી આ ફુડ ફાલી;
અમૃત કયારી નાજુક નારી, નીરખી હરખો નાથ;
શેઠ સ્વીકારી કરો તમારી, સુખી થશો તે સાથ.
અવધારીને અરજ અમારી, ઓ અલબેલા—

સુમતિ— ૧૧

પ્રેમ વચન શરથી મન વિંધી, સ્નેહ સાંકળી સજડ જડીરે;
તીરછાં નયન કરે તન તાણે, પ્રિય ચિત્તવૃત્તિ કેદ પડીરે. પ્રેમ.
આ મણિકા મમ મન મૃગ ઘેરી, ખસવા દે નહી ગોખ ખડીરે પ્રેમ.
સત્ય શિષ્ય નિતિ સંહારણ, મદન હોજ ચોતરફ ચડીરે. પ્રેમ.

કપરકળા— ૧૨

મુકી રકઝક રમણુ રસિલા, છાના માના છેલ છબીલા;
લાલા ચાલો રંગમાં, વિષય ભુજંગમ વિષ ઉતારી.
આપ કરો ઉપગાર ઉગારી, અમૃત છાંટો અંગમાં;

કામસેના— ૧૩

આવો આવો અલબેલા છેલા આ ઘડી,
મારા પ્યારા ન્યારા મુકું નહી આ પાઘડી;
મદન રીપુ મરદી મન મોહન, સુંદર તન આપો આલીંગન
ચતુર પરસ્પર લઇએ ચુંબન— આવે..
વિરહ પિડા હવે નાથ નિવારો;
કપર—સફળ કરો સંસાર તમારો.

કામ—મુકીને ખટપટ આપ પધારો. જાવો.
કપટ—હાલી ચાલી આ ચાલી વને હું શું નડી.
કામસેના— ૧૪
મારો પાવન કરીયો પલંગ પ્યારા પ્રાણનાથ પધારી;
રમવા રસિક રસિકાથી રંગ, વિરહ દુઃખ નાથ નિવારી.
આજ ઉપજી શીતળતા અંગ, મને સ્વામીનાથ સ્વીકારી.
શરદઋતુ સોહામણી, પુરણ ચંદ્ર પ્રકાશ;
મંદ પવનની લેહેરમાં, વહાલા વિલસો છો વિવિધ વિલાસ. પ્યા.
અંતઃપુરમાં એકલા છાના રાખું છેલ;
કપટ—આ રતીને રતીપતી તમે, રમી રસિક કરો રંગરેલ;
કામ—તન મન ધન અર્પણ કરી, રંજન થઇ દિન રાત;
હાજર રહીશ હજુરમાં, પ્રભુ અવર પુરૂષ ભ્રાત તાત. પ્યા.
સુમતિવિલાસ— ૧૫
પ્રિયા મારીરે પ્રાણ થકી તું છે પ્યારી,
ભાલ ગુલાબીએ બીંદુ બીરાજે, મૃગમદનું મનોહારી, પ્રિયા.
કનક કળસ કુચ કંચુકી કસીઆ, સ્પર્શે સદા સુખકારી, પ્રિયા.
નિરૂપમ નારી તને નીરખાવી, ઉર્વશી ગર્વ ઉતારી. પ્રિયા.
રોજ રહીશ તુજ સમીપ રસિલી, સ્વજન સંબંધ વિસારી. પ્રિયા.
સુમતિવિલાસ— ૧૬
બેલી કેમ કરેછે બેલાઇ, ચુકી મુકી નારી ચતુરાઇ, શું મુંઝાઇ બેલી.
કામ—સ્નેહ શસ્ત્રે વિંધાઇ, ચિત ચોરથી ચુંથાઇ;
સ્હાઇ સ્હૃદને લુટાઇ, મુઓ મદન કરે કહાઇ;
સુમ—રસીલી રસીલી આજ શું રસ્રાઇ, છાનીરે છાનીરે આ નથી કમાઇ.
કામ—શેઠ સમજી રિસાઇ હજુ આવ્યો જુદાઇ,
એર પાપાનું પાપ કરો આઇ ત્યાં સગાઇ.

સુમ—મુકીદે મુકીદે આની મુરખાઇ આવુંછું આવુંછું ઘડીકમાં વઇઇ ઘેલી જોઇતો—                                    ૧૭

માઇ પટાગો કેમ ઉઘાડગો, જોઉં કુંચી બેસારી કેમ:
સાહેબ આપા બહાર ગયા છે, શું મુંજામાં ઘાલ્યું એમ;
બધું ઘરેણું ક્યાં લઇ ચાલ્યા, આમ કરી તસ્કરનું કામ;
પડશે માથે અરે અમારે, પાછું મુકો તમે તમામ.

સુ—ચબાવલા તું ગડી ગયો છે, પરની તારે શી પંચાત;
બસબસ તારે નહી બોલવું, હમણાં પાછળ પડશે લાત-
નીચ જાત ચાકરની ભારી, આખર જોડા ઉચકનાર;
આવ્યા રાંડના હવે અકાવા, બંધાતો ચાલ્યા આ બહાર.

કામસેના—                                    ૧૮

વાલમ આવેરે, (૨) આલી જોને આ આનંદ કંદ નંદ નંદ.
મંદ મંદ હસી ઉચારેરે—વાલમ.
ચંદ્ર વદન મદન મોહક નયન નિજ નચાવે;
ચતુર ચીત ચળાવે, ઇશ્ક અગ્નિથી લગાવે;
તાપ સહુ સમાવે, ભેટું ભાવેરે—વાલમ.

કામ—                                    ૧૯

છબીલા પતિ છોડનારી નથી, જુદી નહીં પડે માછલી નીરથી.

સુ—જરાવાર જઇ હાલ આવું અહીં, અધીરી ના થા સત્ય બોલું સહી
ઘડી એક ઘરમાં નથી મોકતું, નથા ચિત વેપારમાં ચોટતું

કામ—મને પ્રેમ ઓછો દિસે છે પતિ, બીજી કોઇને શું બનાવી સતી.

સુમતિ—અરે વહાલી તું આમ આ શું વદી....................

કામ—........................................પધારો ભલે જાણશે હરી.

ચાંદાફૂળ— ૨૦

ધર્મ નીતી તજી પણ ક્હી, નહિ ચમકાવ્યો નામ;
સમજણુ વગર સ્વતંત્રતા, આપતાં થયુ આમ;
સુંદરી કાંઇ નથી સુઝતુ. એ ટેક.
સંસારમાં સુત સુંદરી, છુટા મુકતાં છેક;
પસ્તાવું પડશે પાછળ થકી, વંઠી જાતાં વિશેક. સુ૦

સેંજ—નિંદાય છે નાત જાતમાં લુચ્ચો કહે એને લોક;
હલકો પડયો સગા વ્હાલામાં, વિવાહ કરશે શું ફોક—
સ્વામી હવે હું તે શું કરૂં.
ભણવું ને ગણવું ભુલી ગયો, બાળઓ મુકયો આચાર;
જાતો નથી જીન મંદીરે, વળી તજીઓ વહેવાર—સ્વામી૦

લાલબા— ૨૧

આમ વાંક વગર વિરા મારે છે શું,
સેંજ—કાંઇ તારે વશ પડી નથી ધારે છે શું,
ચાંદા—વૃદ્ધ માત પિતાને તું હારે છે શું,
લાલ—ભણી વિધા વગોવી વિચારે છે શું,
સુમતિ—કેમ લાલડી પડી પછાડી...............................
લા—...........જોને માડી ડોળા કાઢી બીક બતાવે મને રડાવે;
સુ—લાતો પડશે ત્યારે રડશે.
લા—ઓ બારે ઓ બાપાજીરે, હાય હાય મને મારીરે—આમ૦

સેંજલદે ૨૨

અરે આપણા કુળમાં ઉઠયો અંગારો, હાંહાંરે ઉઠયો અંગારો;
ધરમ કરમ ધન આબરૂ બાળી બળનારો હાંહાંરે. બાળી૦
વેશ્યા વ્યસન સંડાસમાં બુડી નવ બચનારો હાંહાંરે બુડી૦
જશે નિરંતર ઝુરતાં મ્હારો જન્મારો. હાંહાંરે. મા૦

વારાંગનાઓ— ૨૩

જય જય જય-કૌશામ્બી નૃપતિ, આપ્યો જશ દેશ વિદેશ;
નિજ વદન વિધુથી ન્યાય સુધા, વસુધા વરસેજ વિશેષ
મહારાજ-શિરતાજ—
પરમ ધરમ મરમ વેધક, પ્રજા તણા પરમેશ;
નિતિની રીતિના ઉપર પ્રીતિ, સાહેબામાં સુરેશ;
કંગાલને ધન માલ આપીને, કૃપાણુ કાપ્યા કલેશ.
આનંદમાં નાત આપની રૈયત, નમન કરે નરેશ. જય જય૦

રાજા— ૨૪

ધીક વ્યભીચારી દુનીયાદારી સર્વ વિસારી,
હાય ! ! ! નગરશેઠ સુણ્યા હું દિલગીર છું ભારી. ધીક૦
રાજ કાજના જુઓ કાયદા, શી એમાં સત્તા મારી;
લંપટના આગળ લાચારી-ધીક૦
પરના ખેતરેનું વાવેતર કદી, આપણા ઢોર ચરે;
પરને સજા શકાય ન મારી.-ધીક૦
ઝેર હળાહળ જો મુરખ જન, પોતાની મેળે પીશે;
કેનો દંડ કરે દરબારી -ધીક૦
કુમાચાર ગણિકાનો એ છે, એ નથી ઠરતી અપરાધી;
બુધ તમે છો જુઓ વિચારી

અંગ્રાન - ૨૫

કરો છો શું વિચાર, કર્યા વગર ઉચાર;
ખુશી કરો સરકાર, વાર કરવી નહી લગાર
નગરશેઠનો કુમાર, ઘેર જાય નહી ગમાર;
પીટાવો કોઇ પ્રકાર, જવા ઝટ કરો તૈયાર;
કરે શેઠજી કરાર, નહી જુદા થનાર.

જાણ્યો જાણ્યો પ્રાણ તમારો પ્યાર.

મારનારીઓ— ૨૬

લીલાવતીએ લખી મોકલ્યોરે, શામળ પ્રીતમ પાસ;
ચાતુર આતુર ચીત થયુંરે, વરવા સહગુણી સુમતિવિલાસ;
વ્હાલા વેલા આવજે—

શરદ પુનમની પદમનારે, ઝાંખી જોબનવતી જેમ;
દિનકર કર પીડન ચહેરે, ઇચ્છું અંતર આપથી એમ—વ્હાલા૦
પરણીને સરવ પ્રકારનારે, પુરણુ કરશું કોડ.
રામ સીતા સરખી થશેરે, જાણે રતી રતીપતિ સમજોડ—વ્હાલા૦
સગાં સ્નેહી સજ્જન પંચ સાખથી, પરણે વરવધુ સુખ અભિલાખથી
લાડો લાડી લોચન લાયકાઇથી, ચોરી ચોરીએ ચીત ચતુરાઇથી.
મનડું પ્રેમે પરસ્પર મેળવી, બલી દુધમાં સાકર ભેળવી;
અન્યોઅન્ય ગ્રહણ કરી, હાથનું શુભ ચીંતવી નીજ સ્વામીનાથનું;
સ્હાયભુત થઇ સહુ કાજમાં, પામું મંત્રીનું પદ પતિ રાજમાં;
કન્યે એવો કરાર કરી વરી, અગ્નિ ચંદ્ર સુરજને સાક્ષી કરી;
પાલન આ ભવ તને પાળનારરે, કરે કંથ એ કોલ કરારે.
મારા વૈભવમાં તારો ભાગર, બાજીનો બુજ ખેડે ન લાગરે;
કદી નહી અપમાન કરીશરે, તેના જામીન શ્રી જગદીશરે;
હરખે વરત્યાં છે મંગળ ચારરે, કહે કેશવ આનંદ અપારરે.

ગાનાગીઓ— ૨૭

ચાલો મેત્રજને જમે લાગોરે, વરના વંસામાં પાપડ ભાગો—
ચાયે મોતીનો મોઢીઓ વાલીરે, જમણે હાથે રામણદીવો ઝાલી.
માતી માતી સૈયર સાથે આલીરે, મોટી ડાંગે વીરાકા વેલણ્યુ ભણ્યા છે,

કંકુ તિલક કરી ચોખા ચોડીરે, નાક તાણ્યું છે મ્હેં મચકોડી,
મુના તારાના દરશન થાયરે, જોડું અવિચળ રહેજો સદાય.

સુગુણમંજરી— ૨૮

વિસરી જયદશ સખીને, પતિ પ્રેમમાં પડી પૂન્યશાળી,
ધર્મ ધર્મપત્નિનો, કદી વીસરવો નહીં વિનયવાળી.

સાહેલીઓ— ૨૯

સેવર સુખકર સંસાર, શિયળ ભુષણ સજીએ,
એ વિણુ નીગુણા નરનાર તનમનથી તજીએ;
પર નર નારી પ્રેમ પ્રદીપમાં, પડી પતંગ સમાનરે,
સુજસ શરીર સળગાવી મુકે, કંઇક નફ્ટ નાદાન— શિ.
અવર અખંડિત અંગ અનોપમ, નહી મળે એક નાકરે;
શિયળ વિના એવા સદગુણ, સહુ જેમ સોમલ સંપાક,
વ્યભિચારીને સહુ સંસારી, કરે અધિક ધિક્કારરે;
પરપોળે પકડાતાં, પડીયા મ્હોટા જનને માર— શિ.
જાર કરમથી જેહ જગતમાં, કરે કલંકીત કુળરે,
અક્કલમાં અંધારા ઉઠયા, ધર્મ કરમમાં ધુળ— શિ.
વેર વિરોધ વધે વ્યભિચારે, નિશ્ચય ધનનો નાશરે;
શિવસુત કેશવ શિયળવંતના, દેવ સરીખા દાસ.

સુમતિ— ૩૦

ચમકી ચમકી ચતુરા ક્યાં ચાલી, અહીંથી ઉઠીને હાલી,
બેસો, બેસો બેસો શું બ્હીતું પ્રમન અધરામૃત પીશું.
લીલાવતી—ઉઉહું ઉઉહું ઉહું ઉહું
સુમતિ—...........................તજ લાજ પતિ છુજ છું. છું.
લીલા...અચરીત અહી, અચરીત અહીં નહીં આચરશું,

સુમતી—........................અહીંયાં અંતઃપુર કરવું,
લીલા—ઓ સખીઓ, ઓ સખીઓ મારી આવી,
સુમતી—.....................શું સટકી જતું સમજાવી,
લીલા—અળગા રહો અળગા રહોને વળગોમાં,
સુમતી—.....................બાળા અમથા બોલોમાં,
લીલા—એ આવી, એ આ આવી હું બાઇ,
સુમતી—......................આવી કર નહી આડાઇ,
લીલા—માજી માજી બોલાવે મ્હારાં,
સુમતી—.......................નહી ચાલે નખરાં ત્હારાં;
લીલા—માં રગડો, માં રગડો મારગ મેલો,
સુમતી—...............છુટીનો હું ઉખડેલો,
લીલા—દમ રાખો, દમ રાખો દ્વાર ઉઘાડાં,
સુમતી—... .........બે આ કરી આવું આડાં,
લીલા—સગુણા, સગુણા મુજને સપડાવી, પણ નાસું નજર ચુકાવી,
સુમતી—ઠમણી ઠમણી ઠગીને શું નાસે,
લીલા—......................મુકો મશ્કરીઓ થાશે.
સુમતી— ૩૧

આ મુગ્ધાની દુર્ગંધા, માત પીતાએ મુજને વજાવાડી;
માન્યું કહ્યું ન મારૂં, અરે રાંડ આ વખત થઇ આડી;
એને બોલાવાના, બ્હાલી વેશ્યાના સોગન ખાધા;—
મ્હોટી ભૂલ કરી મ્હેં, હવે ફરી બોલાવાની બાધા.—

ગાનારીઓ— ૩૨

પરણી નવલા કૈશરઓએ પધારીયા, વાજાં વાગે જોવારે રંગ્યાગે;
સાહેલડી લાડી લાખેણી લાવ્યો લાડણો.

ધન્ય ધન્ય સદાફળ શેઠને, જાન જોડી નાંખ્યા છે નાણાં તોડી સા.
રથમાં વરવહુને ચમર વિંઝાય છે, દીસે ડાબા સે'જબાદેના જાયા. સા.
જમલાડી વરવહુનું જોડું જોઇને, બેઠી ઓખે ઉંડા નિસાસા નાંખે. સા.
સો—લાલ સાહેબને સમજાવે સાનમાં, લલચાવે ને મોતીડે વધાવે;
સાહેલડી શેઠની ફજેતીના ફાળકા.
સા—મોટું મ્હાજન સાજનમાં મળ્યું, આવી રાજકચેરી નૃપ મેરી. સા.

# અંક બીજો

સુમતીવિલાસ— ૩૩

હું આની સાથે શું કરૂં, વળગ્યું વેંમ આ ભરેભરૂં;
મનની મેલી મળી, તરછોડીને ટળી, જઉંછું બળી, ઉદ્ધમાં ભળી,
હસે શીંગમાંથી સળી, અહીં હવે નહીં ઠરૂં;
તજી ખાનપાન વાટ જોતી, હશે જીવ જાન:
જાઉં ઝટ એના ભાન, સાથે મ્હેં જડયા છે પ્રાન;
નડતી પડતી રડતી હોઉં હું હવે છળી.—તરછોડી.

લીલાવતી— ૩૪

પ્રાણપતિ પ્રાણપતિ પ્રાણપતિરે, અહીં નથી અહીં નથી અહીં નથીરે;
અરે અહીં એકલી મુકીને મને આમ, અચાનક ક્યાં ગયા કયાં ગયા તમે.
સ્વામી પે'લા સમાગમે આતે શું કરયું,સાંભળેલુ મેં જે હતું તે સાચુ ઠર્યું;
ખચિત પિયુજી ઉંઘતી જાણી ખરયા,આશરે જાણું લેશ્યા ભાગ્યે વરયા:

લીલાવતી— ૩૫

પ્રિય પતિ નમે ઝટ આવો આ સમે;
આપ વિના વિરહ વન્હિ થી રીતે શમે.

વેસ્યા વ્હાલી હતી પતી તો ન'તી પરણ્યુવી નાર,
નિદ્રા મુજને નામ ન આવે આપ વગર આ ઠાર;
આભુષણ અંબર ભીંજાવ્યાં કરતાં અશ્રુપાત,
રોતાં રોતાં નથી ખુટતી, અરે રાક્ષસી રાત.
અને ભાસકી સરખુ ભાસે, શયન ભુવન ભરથાર,
ઝાંઝર જાણે જડી બેડીઓ, અકળાવે આ વાર;
કનક વલય કરકડી બરાબર, વર વીણ કેદી વેશ;
આ આંજેલી આંખે લાગે, મરચાં સરખી મેશ—
નંગ જડેલી નવીન કંચુકી, બંધન સરખી બાંધ.
બહુ દુઃખ દે છે કામ ફરોગો, હવે કરૂં શું હાય—
અલંકાર ધખના અંગારા, મણીવર ફુલની માળ,
મંદ પવનની લ્હેરો લાગે, જાણે અગ્નિ જ્વાળ—
કસ્તુરી કંકુને કેસર, રસિયા પ્રુજવિણ રાખ;
પતિ વિણ કોણ કરે, પરિપુરણ અંતરના અભિલાખ—પ્રિય૦

કપૂરકળા— ૩૬

આમ શું કરે છે આલી રજતો ધીરજ ધર;
ધર ધર ધર ચીવર કર નજર નિરખ વર હરખ ભર;
બીલાવ કર કર— આમ શું.

સ્મર જ્વર હર સુખ કર ધનવંતર, બરઓ મન જોડી સુંદરવર;
અધર સુધારસ પાઇ પરસ્પર, કામ ક્રીડા સરખી કર કર—આ.

સુમતિ— ૩૭

મોહી રહ્યો હું મંદ હાસ્યમાં રસિલી તારા—મોહી૦
એકસખી રહી નહી પરણી મુક્રિની પાસે, એકલી મુકી આવ્યો આવાસમાં
આપણે બે બોમબોમની જે બોમ એવા, મેરુ જરાની એક બાસુમાં રસા.

કામની તમે કર્યું કાંઇ મને કામણુ,પકડી જકડી પાડયો પ્રેમ પાસમાં રસી.
તુજ થકી અધિક કોઇ વિશ્વ નથી વ્હાલું,પ્રતિજ્ઞા કરૂંછું પ્રકાશમાં ફસી.
વણુજને વ્યાપાર વ્હાલી ધર્મ કર્મ શર્મ તજી,બાળવીછે વય બધી વિલાસમાં.ર

લીલાવતી— ૩૮

નાથથી નિરાશ થઇ, મુંઝાઇ હું મરૂં—
લાલથી નથી હું લડી. પ્રાણુ વિના લાશ પડી;
મદન ગીધ ચાંચ ચડી, હાય શું કરૂં—
વ્હાલા વ્યભીચારી થયા, ઉંઘતી મુકીને ગયા;
એક રાંડ રાખી રહ્યા, ઠામ ક્યાં ઠરૂં—

સુગુણુ— ૩૯

અરે આવડો શું અકળાયરે બેની સઉ સારૂં થશે;
મારા સમ જો મન મુંઝાયરે—
રડી રડી થઇ આંખડી રાતી, કાયા ગઇ કરમાઇ;
મ્લાન દેખીને મુખડું તારૂં, મને થાએ કાંઇ કાંઇ.

લીલા—કરી નાવશે નાહાની, જશે કેમ જીંદગાની—અરે૦
સુગુણુ—સાસન દેવતા સ્હાયથી, તારો સુધરશે સંસાર;
સાચું પતિવ્રત પાળતાં, તારે વશ થશે ભરથાર.
લીલા—મારી છેડા છેઠી બાંધી, કરી પુરી આ ઉપાધી—અરે૦

લીલાવતી— ૪૦

સખી પરભવ પાપ અમાપ કરી હું તો અવતરી,
મને વિશ્વ વધુના પ્રતાપ પતિએ પરહરી;
હશે ભરડયાં સજીવન ધાન અણુગળ પાણી વાવરયાં,
કરયું મુનિવરનું અપમાન પારમાહાનાં ધન હરયાં,
લીધી વિદ્યા ગુરૂજીને આળ લેઇ વ્રત ભાગીયાં.

તોડી નાંખી તળાવની પાળ તેના પાપ જાગીયાં;
કાંતો પુન્યની ફોડેલ પર્વ, કે જાન છુટી હશે.
નિજ ધર્મ તજ્યો ધરી ગર્વ, સખી મારૂ શું થશે,
ગ્રહ પાપી તણી પક્ષકાર, ઉત્તમ અપમાનીયાં.
મુકી આળસો શ્રાવકનો આચાર, મીથ્યાતીને માનીયાં;
કુડી સાખ ભરી સરકાર, ખોટાં ખત મેં લખી
કોરી દીન જનને દરબાર, દૂરો કરીઆં દુઃખી;
આવાં પાતીક મ્હોતો અપાર, કરવાં લગ્ને પુરવે.
વેશ્યા સંગી મળ્યો ભરથાર, અરે મને આ ભવે.

**ગુગુણ—** ૪૧

શ્રી જીન દરશન કરવા જઇએ, કાંઇ ફીકર ન કાંઇ;
**બીજા—**ઉઠોને આદિશ્વર મંદીર, આંગી છે સુખદાઇ;
જીન ગુણ ગાઇ કરીએ પુન્ય કમાઇ— જી.

**લીલાવતી—** ૪૨

સુણ સાહેલી કરવું શું હવે, શાથી જન્મારો જશે.
**ગુગુણ—**તારા શીયળ પ્રભાવથી, બેની સ્વામી તુજ સારો થશે;
જ્હાલે વાંક વિના વિસારી, નળની જે દવદંતી નારી.
પાળી તે પતિએ સ્વીકારી, તેમ એ તારો થશે;

**મહાકુંવર—** ૪૩

જબરામણ મને ઘડપણમાં આવે છે ઘણીરે,
લંપટ પુત્ર પાકયોરે, હું તો એનાથી થાકયોરે.
એઠું છે ઘર મારૂં, સાસરીયુ એનું સારૂં;
ઘણી સમજાણી વહુ છે, તનય તણીરે. જબ—
એમો લોક લાજેરે. આવું કરવા કાજેરે;

**સખીઓ—** ૪૬

મ્હારી લાયક લીલાવતી બ્હેન ભલે સાસરે સીધારોરે,
યુક્તિ પ્રયુક્તિથી પતિવ્રત પ્રભાવ સ્વામીને સુધારોરે;
**બ્રાહ્મી ચંદનબાળાને શીવા સુલસા સુભદ્રા શાણીરે,**
**પ્રભાવતી પદ્માવતી શીળવતી સીતા કૌશલ્યા વખાણીરે;**
**પુષ્પચુલા મૃગાવતી કુન્તી દ્રોપતી રાજુલ દવદંતીરે,**
સતીના ચરિત્ર સુણી સુપવિત્ર ગુણ મહી ગુણવંતીરે;
નિત્ય પ્રણમીએ પ્રભાતે ગુરૂદેવરે જીણંદ જયકારી,
પછી સારીયે સાસરીયાની સેવરે, વિનય ધર્મ ધારીરે;
સખી પુરેપુરો પ્રથમથી વીચાર કરી, કાર્ય કાંઇ કરીએરે,
શીખ સાસરવાસામાં વીરા, કેશવની લેઇને વિચરીએરે.

**લીલાવતી—** ( સ્વગત ) ૪૭

રે કર્યો વેશ્યાએ કેર, ઉપજે ઝેર, વાળવું વેર, હવે શા માને,
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.
આ જોબન રસ છલકાય, વસુ વનમાંય, લાલચિણ લાય ઉઠેછે અંગે,
શી યુક્તિ કરતાં મળું સલુણા સંગે.
શું કરૂં સુઝે નહી કાંઇ ઘણી ગભરાઇ, મરૂં વિષ ખાઇ, વિશ્વરૂપાખે
નિર્ધણીઘાતીના ઉપર નજર સહુ નાખે.
મંગાવુ મહીષી ચાર, જોઇ શીકાર, ભરે ભ્યાચાર, કહી સમજાને,
હું કાળી નાગણ થઇ ડસું ગણિકાને.

**બાળકો—** ૪૮

કરી વેશ્યાની યારી બેઠા અટારી પેખ્યા વખારા શાહ,
જાઓ યાઓ મધધારી, ભાવી ભ્રમારી, બેઠા અટારી—પેખ્યા
વીંઝીને બાંકડા વેશ્યા છ વશમાં, જોન્વે ન શાખે જાણ

જાણશે તો ઝેર ખાશે ઝાઝુ, કરશે રાંડ રોકાણ:
જુઓ જળની ઝારી, હાથમાં ધારી— એઠા•

લીલાવતી— ૪૯

અવર મદન અલબેલો, આતો દીસે અવર મદન અલબેલો—આ.
શરદપુનમના સુધાકર સરીખો, આજ નગરમાં ઉગેલો—આ•
મનોહર કસ્તુરીઆ મૃગ માદક, જોઉં ઝરખે ઝુકેલો—આ•
હું નિરભાગી નાથ તજી મને, વેશ્યા આવાસે વસેલો—આ•
ધન મણિકા ધરણીતલ વ્રજને, પ્રિય કર્યો મમ પરણેલો—આ•
ચંદ્ર ચકોરને મયુર મેઘ સમ, મુજ મન રંગ રહેલો—આ•
મધ્યાસી વેશ નહીં જાણું, મમ છળ છેલ છબીલો— આ•

સાહેલીઓ— ૫•

ગરબો•

સખીઓ નિજ નિજ નીતિ ધર્મ સદા સંભાળીએરે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન;
સાસુ સસરા માતપિતાની સેવા સાચવોરે,
ભાવ સહિત ભક્તિથી નીત ભજીએ ભગવાન;
એવા ઉત્તમ ગુણથી ઉભય કુળ અજવાળીએરે. (ટેક)
નજરે નજર ન જોઈએ, નાથ વિના નર સાથ,
પર નરને નવ આપીએ, તાળી હાથો હાથ;
હસવું રમવું જમવું એકાંતે નવ બેસવુંરે,
પતિવિણ પતિના પણ સહમિત્રોની સંગાથ—એવા•
નાથ વિના કરવી નહિ, વિનોદ રસની વાત,
વિષ વિરૂદ્ધ ન વર્તવું, ભલે ભ્રાત કે તાત:
સજની ભ્રષ્ટ થવું નહિ, સુંદરી સહ આચારથીરે,
નિર્લજ નટખટની સોબત વરજી સુજાત—એવા•

કુળની કદરૂપ કુબજા, નિરધન નિરબળ કાય;
મતિહીણુ પતિત પતિ મળે, એ સતીને સુરરાય;
જોડી પગ અંગુઠે, દ્રષ્ટિ આણું ઓઢીએરે,
સુખકર સાથવીએ સહુ સાથે સંપ સહાય—એવા૦
ઉંચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ,
કુલિન બ્હેન કરવો નહી, વડિથી વિવાદ;
ચંચળ ચાલે ચટક મટક, ચતુરા નવ ચાલીએરે,
શીવસુત કેશવની શીખામણ અંતર વાદ—એવા૦

લીલાવતી— ૫૧

અમૃત સરખું સુખકારીરે, મીઠડું મહી લેવું મહી લેવું,
લ્યો કોઆગ્ના નરનારીરે, મીઠડું મહી લેવું મહી લેવું.

સુમતી— ૫૨

આ ભરવાડણી અજબ અપાર અજબ અપાર, દીઠી—આ૦
રંભા થકી પણ અધિક રૂપાળી, કે ઉમીયા અવતાર;
શેષ સમા શીશ કેશ સુશોભિત, શશીવદની સુખકાર,
શુક સમ નાકે નથની થરકે, અરૂણ અધર નિરધાર;
ચંપકવરણી એ મૃગનયની, મારી કટાક્ષ કટાર—આ૦
કેસરી સરખો લંક કટીનો, ગુંભ નિતંબ આકાર—
અંગ અનોપમ કોમળ જોડી, કોકિલ કંઠ ઉચાર—

લીલાવતી— ૫૩

અમૃત સરખું સુખકારીરે, મીઠડું મહી લેવું મહી લેવું,
લ્યો કોઆગ્ની નરનારીરે— મીઠડું.

સુમતિ—મારે મહી લેવું મહી લેવું.

આપીને મટકી ઉતારીરે, મ્હારે મેવારી મોરસ્વારીરે—મ્હારે.

ઝટપટ ઘુંઘટ પટ ખોલોરે, મ્હારે મહી મુલવાં બરાબર બોલોરે—મ્હા.

મેવારી— ૫૪

મેતાજીરે શું મહી મુલ બતાવું, ચાખો પછી ભાવ જણાવું;
મળશે નહીરે કહી દુનિઆમાં આવું, સમજીને શું સમજાવું.
જીગતીથી રોજ જમાવું, ધ્યો લાલન શું લલચાવું;
ખાધા કેડે ખુશ થાવું, તક જાશેરે તો પડશે પસ્તાવું; સ૦

સુ—મહી મીઠુંરે મ્હેં ચાખ્યું મહિયારી, તું ગામ કયે વસનારી;
ભ્રગુટીમાંરે જુરકી ભાસે ભારી, કહો નામ તમારૂ નારી;
વળી ઓઢ્યુ તમારો વિહારી, સ્મિત હાસ્યથી મન હરનારી;
હે તુજ કુળ કામણગારી, સાવિત્રીરે તુલ્ય ન આવે તારી;

હી—રંગીલારે મારી જાત રબારી, હું રાજપુરે રહેનારી;
હનવો છે રે મમ સ્વામી સુખકારી, મમ નામ સલુણી સારી;
તમો વણીક વડા વેપારી, પુછી કુળ જાત અમારી;
શું વાત વિવાહની વીચારી, મનમોહનરે હું નવ પરણીત નારી;

સુ—અલબેલીરે મારે અનંગ ઉછાળા, સુણી મધુર વચન મરમાળા;

હી—નવ સમજુરે હું ભોળી નવ તેર, મહાપો દુઝે મમ ઘેર;
મોંઘુ છે ગોરસ મારૂં, વડી વાત બને નહી વારૂ:
નથી લીધું કાંઇ તમારૂં, હું જાણુંરે અતિ રતિપતિથી રૂપાળા;

સુ—શા મારેરે વાત જવાની બોલે, મમ જીવ ચડ્યો ચકડોળે,

હી—અણઘટતારે ઘાટ નમે ધ શોમાં, આઘા રહોને અડશોમાં;

સુ—હું આધોધું અલબેલીરે, તજ તું ગભરામણ ઘેલી;
મહી મુલ કહો મન મેલી, હીલ હરખીરે શું હવે ડાંપણ ડહોળે મ.

હી—રંગરંગિયારે દુરીજનથી મન ડરીએ, મહ ભાવ ખરો શું કરીએ:

સુ—(સ્વગત) ગજગમનીરે મુજથી નજર મીલાવે, નખરેથી નયન નચાવે.

કુમ કુમનો ચાંદ કપાળે, વળ ગૌર ગુલાબી ગાલે,
ચમકારે ચીતડું ચાળે, વશ કરવાને તસ વચને અનુસરીએ;
દીલમાં દુરીજનથી ન ડરીએ

લી—વાલાજીરે શી મન વાત વિચારો, મુજને વહશે ઘણી મારો;
મારગડો મુકાને મન ગમતા, સુંદર રાખુછું સંતા;
ઠીક છો અબળા ઠગનારા, કરો આખ તણા અણસારા;
મેં જાણ્યા વિચાર તમારા, ધારો છો તે સ્વાદ નથી સરનારો.

સુમતિ— ૫૫

કામણગારી નારી, કે'ને મને વાત તારીરે;
છેલ છબીલી છબી છોકડી, આ દીસે અદભુત.
ગુણુ ઠીણો ગામડીઓ બુહો, એતો ભમતા ભુત;—કા૦
ચતુર વિચક્ષણ તું ચતુરાન, ઘણી મુરખ સરદાર;
ચંપકવરણી કેમ ચાલે છે, ગમારથી બરબાર.

લી—ડાલા ડમરા તમને પરનો લાગે વાત પ્યારીરે;
પગ હેઠળ દાવાનળ સળગે, એ અવલોકો આપ,
અમને પછી શીખામણ આપો, મોહન રાખી માપ—ડા૦
નીરલજ નીચ જાતના નારી, આ ગણિકા ગુણહીણ;
કેમ પ્રેમ બાંધ્યો પાતળીઆ. પુરણ થઇ પ્રવીણ.—ડા૦

સુમતિ—મધુર વચનથી હરે હરણ, મન સુંદર રસિક શરીર;
કાંદ કળામાં પૂર્ણ કુશળતા,......................................

લી— .......................................હરે પુરૂષનું હીર;
બલે લાલ તમાએ મારી મુખડું લાલ રાખોરે;
અતબેલ ઉત્તમ કુળ ઉપજ્યા, આ કુલટા કમજાત;
કામણગારા કેમ બને છે, તેહો બરાબર વાત;

સુમતી— ૫૬

તારે મચોનું સલુણી તમાસ..........................................

મે—..................................મ્હોર આપો મનમોહન મારા

સુ—નાહક આહક નવ ભડકાવો, સત્ય વિચાર સલુણી જણાવો;

મે—કૃપણતા શેઠ તમારે તો કરવી, જ્યાંલી વેશ્યા તણી હાજરી ભરવી;
દામ વીના દહાડો કયાં થકી વળશે, માલ વેશ્યા મુખડી સમ મળશે.
બેધક વચન વદો શું વિચારી..........................................

સુમતિ—............................શી મરજી છે સલુણી તમારી;

મે—આળ કરો નહી વેશ્યા વે'મારી, મુફ્રને હાથ મારો મરડાશી.
હુ તો અહી નહી આવું હવેથી, ફાંકડે રાવ શી ફોક ફજેતી;

સુ—મ્હોર આપી લેઉ માલ તમારો, નીત્ય બે વખતનો બાંધીયે વારો;

મેચારી— ૫૭

રીસકણા રીસકણા રીસકણા રીસકણા;
પ્રેમ જાળ પકડી લાલ, અવળી ચાલ, ચલવો લાલ;
આ મડદાલ વચમાં સાલ, બગડે તાલ કરીએ ખ્યાલ;
સુદીને ખલક ખાળ માનસર આ મરાળ રંગે રમોને રસાળ.

સુમતી—અટકાવે લટકાવે શરમાવે ભરમાવે તરસાવે હરસાવે વ્હાલ.

મેચારી— ૫૮

પ્રીતમ આ પ્રણામ છે ?

સુમતી—હા હા હા હા.

મેચારી—ડાકણનું હબાણુ છે !

સુમતી—ના ના ના ના.

મેચારી—રાળી પાડી ભોળી પ્રેમપ્રમોદથી બ્હાલો મારો આ વેચાણ છે

સુમતી—હા હા હા હા.

નગ૨ ફરતાં નીકળી, પડું અમતરસ ખાણ,

**મહ્યારી**—જીવ જીવન સજીવન થવું, બેટે પકમણી બાણ.

**સુમતી**—કરવું સ્વરૂપનું નહિ પરસ્પર.

**મહ્યારી**—પ્રિય શું? પ્રથમની પીછાણું છે.

**સુમતી**—હા હા હા હા.

**મહ્યારી**— ૬૦

ચાલીજા ચાલીજા અહીંથી ચુડેલ,
મીઠું તું મનાવી ફંદામાં રમાવી, પ્રપંચે પટાવી ખેલાવીને ખેલ.
ચડાવી ચોળાવી ફસાવી, બનાવી પથરા પતાવી છળાવી છડેલ.
હરામી સ્વામી જે હઠના ફુરેલ, વહાલાને મુકીને વંઠી ગએલ;
તરૂણી તજાવી, તેં ડંકો વગાવી, રંડા તેં રડાવી મરાવી નાંખેલ.

**કામ**— ૬૧

ઉદય ઉદય અહી જાને તારે ઘેર, ધુતારી ધુતવાને આવીરે;
ક્યા બગનું વાજે છે તું આ વેર, ધુતારી ધુતવાને આવીરે
છેલછબીલાને છેતરી છીનાળ, ધુ. તારૂં કાળું કર આવ્યો તારો કાળ ધુ.
બોલી મીઠાબોલાં કપટ વચન, ધુ. કરે મલીન મહેતાજી તણું મન ધુ.
તારૂં પોગળ થયું બધુ પ્રગટ, ધુ. હવે આવીશ નહીં મારે આવાસ ધુ
**મહ્યારી**—રાંડ આ રીત રસિક કોને રેજ, નફટ ફટ ફટ તનેરે,
તારા મમત ઉપર મારૂં ગોજ, નફટ ફટ ફટ તનેરે;
તારી ખોટીછે પીતળ જેવી પ્રીત, ન. તુંજ માટી નવાનવા કરે નીત ન.
રમે તમારાથી જે પુરૂષ જાર, ન. એના જનમનું એળું જમનાર. ન.
તારી ખચિત ખલક ખુંદે ખાટ, ન. તારૂં તન તેતો કુતરાની ચાટ. ન.
તને અડતાં મનુષ્ય અભડાય, ન. તારા સંગથી નરકે નર જાય ન.

**કામ**—

કાંક હાળમાં કાળુ મને દેખાય, ધુ. આતો માંડી વારા કમણીશું થાય. ધુ.

મૈ—મારૂં ફોડી નાંખજે તું છબ્બા કુટ ન. બહાબાસ આમાંટીછે માણું કુટ ન.
કામ—ભુંડી રાંડ નિચ જાત બરવાડ, ધુતારી ધમકાવે મનેરે;
અહીંથી તારી મહિ મટકી ઉપાડ—ધ્રુ.
સુમતી—બસ બસ રાંડ ઝાઝું નહી બોલ, આધીરે તારૂં આવી બન્યુંરે
તેંતો હાથે કરી ખોયો તારો તોલ—આ૦

સુમતી— ૫૨

જાડું લગાડોતો મારાસમછે સણુણીરે, નથી આનકટમાં બે બદામની પુણીરે
વચમાબોલાવ્યા વીણુ બોલી વઢકારીરે, નીચમાંનિચ વેસ્યા નિલંજ નઠારીરે

મહેચારી— ૫૩

મહી મહુ વેચાય, અહીં નહીં જવાય અપમાન થાય;
મ્હારો સહાય કયાંથી અપાય, નીચ આધીન નગીના.
સુમતી—આમ ચતુર નાર કરી પુર્ણ પ્યાર ડર નવ લગાર;
નિત્ય આભ્ય હાર, લે મુકતાહાર, વળી આંગીસ હાગીના.

સુમતી— ૫૪

આજ રંગમાં રસિલીપ્યારી રાતરહો, વીસરાહોર કાલને પ્રભાતે લહો. આ.
કટુક વચન કુલદા નહીં બોલે, આટલું સઘ્રુણી સુજાત સહો. આ.

મહેચારી— ૫૫

નગીનારે નેહ નજર કરી આજ,
અહોનિશ હું આધીન અલબેલા, પણ નડવાની પીડાજ.
સુમતી—રે મગ્રુકાને હું નહી બીહું, મનથી ટરે છો મિજાજ;
રસિલીરે, રાત રહો અહીં આજ;
લે આ વચન તન મન ધન તારૂં, નથી એ કરકશાનું કાજ.
મ—હું પણ કોલ કબુલ કરૂં પતિ, આશીશ નીત અહીં આજ—ન.
કુરે બરવાડણ સરછ, ફુટ પુન્ય કપાંજ—ન.

# અંક ૩ જો.

કામ— ૫૬

કમ્મતણી કામનીરે ક્યાં જઇને કરૂં, દીલડામાં સળગે દવાનળ દુ:ખજો;
બરવાળ્ણ વેરણના બંધેર્યાં થકી, શેઠ જુએ નહિ સ્નેહે મમ સન્મુખજો;
મેં જમજા માણે છે મારા દેખતાં, લાજ ન આવે નિલંજને લવલેશજો;
અહનિશ એ બેજણ રેછે આનંદમાં, કલેશ વિશેષ મને ઉપજે હમેશજો ક.
ફેર છે મહિયારી મારો છાંપડો, કર્યો કંથ વશ કરૂં હવે હું કેમજો;
બહુ બોલુંનો સાડાચાર વરસ તણો,–તુટી તરત પ્રિતમથી પ્રેમજો. ક.

મહીયારી— ૫૭

અમૃત સરખુ સુખકારીરે, લ્યો મનમોહન મહી લાવી.

કા—આ હુંડ્યા શપડી આવીરે, કામણ દુમણ કાંક કરે.

બહફેલી કરતાં ફાવીરે, કમણ૦

કપટ— ૫૮

હજુએ નવ આવતી અટકી.

કામ—કેમ કરૂં જશે કાળજું ૨ટકી નથી હટતી પટકી મટકી—હજુ.

કપટ—હું ૫ નયણ રજકણ સમ ખટકી.............................

કામ—...............................ઊંઘ જશે છટકી ઝટકી.

મહીયારી— ૫૯

અમૃત સરખુ સુખકારીરે, લ્યો મનમોહન મહી લારી;
લાગે મનમાં વેરણ ખારીરે, લ્યો૦

સુમતી—તુજ હેી અધિકું ગુણકારીરે, આવો મહિયારી મારી;
" જગવહ રહેશે જયકારીરે—આવો૦

મહીયારી—મહિયારી મંમ ઉચારીરે, આરૂં આકર્ષણ કરવું;
બડબડવી આ બિચારીરે, એક દીન આખરે મરવું;

ક—જીભી શું હરખા ફુટીરે, લીધી તુજ આખમી લુટી;
કા—ખાટી મમ મારી ખુંટીરે, શું કરવું માથું કૂટી.
પઠકણુ ફાટી તું ઝાઝીરે, લોક ચકી પણ નવ લાજી;
બધી હાય કરી તેં બાજીરે, કર મહેતાજીને રાજી.
મ—મીઠડા સ્યોને મહી મીઠુ રે, કાળજહુ ઠંડુ થારો;
આતો નથી અવર અજીઠુરે. કાળજહુ.

સુમતી— ૭૦

મગપતિ નલપતી રતીમતીરે રતી આકૃતી રતી નથી તું વિસરતી રતી
નતલવણુ આરપાર હૃદયમાં ઉતારી, સજળ ચપળ ચક્ષુ અરકી ગમકરીરે
મ મીઠાં મીઠાં વચન આમ મરમમાં ઉચારી;
ધાર્યું છે શું ! કયા સુધી ધરૂ પ્રતીરે, કાંઈ મોહની કરી મને રતિપતિ.
સુ—સુખદાયક મમ લાયક લલના, જન્મીશું આહેર જાતીમાં જતીરે.
મ—અવગાં કામ કરે પીધી કહેશુ શું વચારે,
શું સદ્ગુણા આપ યોગ્ય આ હતીરે, રાખ્ય રાખીને રહ્યા તમે રતિપતિ
સુ—મધુરી તું રસિકા સમાન. મેળું મારમાં.
મ—કષ્ણ જેતી આપ નવ કરો કૃતિરે, રમે આંખમાં સારોલીયા રતિપતિ
કપ—છટકતી છીનાળ છાશ કેમ છોડતી નથી;
કા—અને અલી જાને કરશું જતીરે, કેમ આવતી હજુ નથી તુ અટકલી
સુ—રમક ઝુનક કરતી નીત્ય આવશે રસીલી મીઠડુ મહીવેચુ સુખકચરતી
મ—પ્રેમ પોથી પઢી પ્રવીણ પ્રાણજીવન પામે;
સુ—મણિકા ગમારમા નથી મતીરે.

કામસેના— ૭૧

મુજને ભીખ માગતી તેંજ કરી, તેંજ કરી ચન માસ મના હરી
હાલકાનાં નવ લેશ ડરી— મુ—
ના કહેતાં નિતનિત ઘર આવે, ના તુજને નથી શરમ જરી. મુ—
કામ નથી ઘરમાં ત્રમ કેર, આ કું સત્ય વચન ઉચરી. મુ—

નકટાં થઇ કહી પગ નવ દેશો, મમ ઘરમાં ફટકેલ ફરી. મુ—
આજ થકી કરો અદીઠ તમારૂં, હું ખોટી આ રાંડ ખરી. મુ—

મધચારી— ૭૨

પ્રાણજીવન પુઠે પુઠે પધારો, અહીં છે એકાંત આવાસ અમારો;
કામક્રીડા પતિ અહનીશ કરશું, સાહેબ વનિતાની વિનતી સ્વીકારો;
સુ—તું જોબન મદમાતી મન્યારી, મેં નિરખી તુજ નિપુણતા નારી;
છાની રાખું તને છેલ છબીલી, જાણીએ છે બધી જારી વિચારી;
મ—બાયરી લાજ જવાદો તમારી, હું માણુકા થકી નથી રે નઠારી;
સુ—જાણુ કરીને જગતમાં શું કારશુ, હું મધુકર તું તો માલતી મારી.

મધચારી— ૭૩

માથાના મુગટ મારા પરણ્યા કે કુંવારા રે,
શાને માટે આપે સગાં વહાલાંને વિસાર્યા રે;
કયાં છે માત પીતાજી તમારાં, કયાં છે સજ્જન કુટુંબ રે,
કયાંછે કયાંછે કયાંછેરે સંબંધ તમારો સાચુ બોલો સમભારારે. મા.

સુમતી—પવિત્ર પુન્યાત્મા છે માવીત્ર અમારાંરે,
વેશ્યાની સોબતે તજ્યાં વગર વિચારેરે;
આ નગરીમાં એહ વસે છે, વનિતા પિયર વસેલરે.
વનિતા વનિતા વનિતારે અનુપ આકૃતિ એવી તારે અનુસારેરે.

લીલાવતી— ૭૪

મારી સઘવર શીયળ સોભાગી, દેખી અવગુણ શો તમે ત્યાગી;
આપને ઘરે કરવું ન આવું, કહો તો કોહને અહીંયાં બોલાવું.
સુ—સુતો સર્પ જગાડીએ શાથી, અતિ અડચણ થાય એમાંથી;
તું છે સહુ સુખદાયક પ્યારી, એનું કામ નથી અહીં નારી;
નિત્ય આવતાં ભોજન કરશું, રસ રંગમાં આપણ રમશું,
મળ્યું છે મન આપણુ એવું, જાણે તું છે પ્રેમ જાણ એવું.

૬

મ—આવું કરાંશ નહી મન ગમ્યું, સાંભળોને કહું સાચેસાચું;
શિવ પરણ્યા તમે મારી સાથ, એતો યાદ લાવો પ્રાણનાથ:
મહી ગોરીએ હાથ દબાવ્યો, નખ દેખને નેહ જણાવ્યો;
તમ સાથે હીંચોળામાં હીંચી, ખસીયાણી પાડી ચીર ખીંચી;
લાગે આટલું તમને અધુર, છજી બીજી નીશાનીઓ પુર;
મને અરધીએ એકલી મુકી, ગયા ચતુર પતિ બધું ચુકી.
સુ— સકું વિસ્મય સાંભળી વ્હાલી, મળ્યાં દંપતી કોડ દીવાળી;
પ્યારી તારો છે પુરણ પ્રેમ, આવી પહેલું કહ્યું નહિ કેમ;
કર્યો કેમ મહીઆરીનો વેશ, નવ જાણ્યું કપટ લવલેશ,
મ—મ્હેં તો જાણ્યું રસીક રીસાળ, પાસે વેશ્યા વિષય વિષ જ્વાળ;
એથી મહીઆરી સ્વાંગ ધરીને, તમને વશ કર્યા કપટ કરીને;
સુ—સત્ય વાત સકળ પ્રિયા તારી, મારી અકલ ગઇ હતી મારી;
મારી રસમ સરવ તેં સુધારી, ધન્ય ધન્ય પતિવ્રતા નારી;
મારા કુળનું કલંક તેં કાપ્યું, તને અધિક સાબાશી શી આપું.

લીલાવતી— ૯૫

મનહર મળતાં મેં મન ગમતું, સરવે સુખડું માણ્યું;
જગતમાં જોતાં સ્વામી સમાગમ, સમ સુખ અવર ન જાણ્યું; (ટેક)
જીન વચન સુધારસ ચીત્ત ધરશું, સાતે ક્ષેત્રે ધન વાવરશું;
પ્રતિદિન પ્રભુની પુજા કરશું. મનહર—
પિઉ માત પિતા પાયે લાગો, માફી અપરાધ તણી માગો;
સંસાર તણો લ્હાવો સાગો. મનહર—

કામસેના— ૭૬

પ્રીતિ પાતરની કરનાર સરેને મુરખના સરદાર,
નીતિ નિપૂણ ગણે નાદાર, પીડા પામે અપરંપાર;
જેની સાથે જમ તલ નાખી માત પીતા પરણાવે,

તેને ત્યાગી નિરભાગી નર, આપણી પાસે આવે પ્રીતિ.
પતિન સુખ પકવાન સરીખું, તૃપ્ત થશે નહી તેથી.
ગણિકા ગમન વમન સમ ગણવું, અરે વશે શું એથી પ્રીતિ;
શું એનાથી કારજ સરશે, એ શું સારૂં કરશે;
માન સન્માન સદા અથડાઇ, મોત વગર તે મરશે.

સોરઠ— ૭૭

શીયળ સાચવ્યું તેં પ્રિયા સુતની, વધે વેલ તારા પતી કુળની;
વધુ શું વદું ગુણુ તારા વધુ, તને ધન્ય છે સુખ આપ્યું બધું;
અચળ તારૂં રહેજો સુહાસણપણું, સદા સુખમાં જીવ જો તું ઘણું;
કળા કેળવી લાવી તુ કંથને, થજો પૂન્યશાળી સુપુત્રો તને.

સુગુણમંજરી— ૭૮

સુખી થજો દેશી સજન સમાજ, ધર્મ પતિન તું ધર્મ કવચ ધરી;
અપરાજીત થઇ આજ— સુ૦
દંપતી આ દ્રષ્ટાંત વિલોકી, સુધરોને સુખ કાજ. સુ૦

રાગણી— ૭૯

નાટક નવિન રસાળ રસિક રચ્યું, નાટક નવિન રસાળ;
વહી ગયેલા નિજ વાલમને, પકડી પ્રેમની જાળ;
વેશ્યા ઘરથી નિજ ઘર લાવી, વનિતા બુદ્ધિ વિશાળ—રસિક૦
લીલાવતી—સમ શીયળવતી સતી આનુની ગુણુ ગણી માળ;
પ્રેમ વિનયથી વર વશ કરજો, પ્રણમી જગ પ્રતિપાળ રસિક૦
અણહીલપુર પાટણનો વતની, રાજનગર રહું હાલ;
જૈનશાળામાં જૈન અધ્યાપક, શિવસુત કેશવલાલ રસિક.

અમદાવાદ. } કેશવલાલ શીવરામ

ઘર નંબર ૭૮૨ કાળુપોળની પોળ } અધ્યાપક.

# સ્પીનીંગ અને વીવીંગ મીલના માલીકો તથા તેવી મીલ બાંધનારાઓને લાભદાયક ખબર.

અમો સ્પીનીંગ અને વીવીંગ મીલોના પ્લાનો ડીઝાઇનો એસ્ટીમેન્ટો વીગેરે તમામ તઇયાર કરી આપીએ છીએ તથા મીલનું મકાન અને તેને લગતા તમામ મકાનો જેવા કે ગોડાઉનો, બંગલાઓ, ચાલીઓ, સ્ટોરરૂમો વિગેરે અમારી દેખરેખ નીચે ઘણીજ કરકસર ભરેલી રીતે તઇયાર કરી આપીએ છીએ તે બાબત અમારી સાથે કામ પાડવાથી ખાત્રી થશે.

મેસર્સ અધ્યાપક એન્ડ સન્સ.
એનજીનીયરર્સ એન્ડ કોન્ટ્રાકટર.
૭૮૨, હાજાપટેલની પોળ—અમદાવાદ.

# વીજળી વાપરતા હોતો અમારી સાથે કામ પાડી જોશો

તમારી બત્તીઓ બગડી હોય, પાવર વધારે ખપતી હોય, અજવાળુ પઇસાના પ્રમાણમાં ન મળતું હોય, નવી બત્તીઓ તથા પંખા બેસાડવા હોય તેના તાર વીગેરે નાંખી જોડાણ કરવું હોય અગર નવું કનેકશન લેવું હોય તો અમારી સાથે કામ પાડવાથી તમોને ફાયદો થશે.

રહેવાના મકાનો, દુકાનો, વખારો, મીલો, જીનો, પ્રેસો, સીનમેટો અને થીએટર્સ વગેરે તમામ ઠેકાણે વીજળી રોશની નાંખવાના ડીઝાઇનો, પ્લાનો વીગેરે તઇયાર કરી કામ કરી આપીએ છીએ. જેમાં આપનારની તમામ સગવડ સારી રીતે સચવાય તેવા ડીઝાઇન પુરા પાડીએ છીએ.

લગ્નસરા તથા મંડપો વીગેરેમાં ટેમ્પરરી બત્તીઓ નાંખવી હોય તે પણ કામ કરીએ છીએ, જે માટે નીચેના સરનામે પુછી ખાત્રી કરો.

મેસર્સ અધ્યાપક એન્ડ સન્સ
એન્જીનીયર્સ એન્ડ કોન્ટ્રાકટર.
૭૮૨, હાજાપટેલની પોળ—અમદાવાદ.

## વાંચીને લાભ લ્યો.

### ઓછા ખરચે મોટો લાભ.

જીનીંગ, પ્રેસીંગ વીગેરે ફેકટરીઓના માલીકોને તેમજ તમામ એનજીન અને બોયલર વાપરનારાઓને અમુલ્ય તક.—તમારી ફેકટરીના એનજીન અને બોયલરો સંતોષકારક રીતે કામ ન કરતા હોય એટલે બરાબર નીયમીત રીતે ન ચાલતુ હોય ને ન જોઇતા અવાજ થતા હોય, કોલસા હદ કરતાં વધુ બળતા હોય, એનજીન પુરેપુરા સાંચાને ખીંચી શકતુ ન હોય એન જીનના ભાગોમાં વારેઘડીએ ભાગતોડ થતી હોય, અમુક હીસ્સા વારેઘડીએ ગરમ થતા હોય અને કાયમ ગરમ રહેતા હોય તે વીગેરે એનજીન તથા બોયલરોને લગતી તમામ હરકતો દુર કરી એનજીન, બોયલરો સુધારી સારી રીતે કામ કરે તેવી હાલતમાં મુકવાનું કામ હમો અમુક કરારેથી માથે લઇએ છીએ જે બાબત અમારી સાથે કામ પાડવાથી ખાત્રી થશે

નવી જીનીંગ ફેકટરીઓના પ્લાન એસ્ટીમેન્ટો વીગેરે તમામ કામ અમે કરીએ છીએ તથા નવી ફેકટરીઓ બાંધી આપવાનું કામ માથે રાખીએ છીએ.

રહેવાના મકાનો, બંગલાઓ, હોસ્ટલો, ચાલીઓ, થીએટરે વીગેરેના ડીઝાઇનો, પ્લાન, એસ્ટીમેઇટસ વીગેરે રીતસરતઃ જાવથી કરી આપીએ છીએ.

વધુ વીગત માટે નીચેના સીરનામે પત્રવ્યવહાર કરવો.

મેસર્સ અધ્યાપક એન્ડ સન્સ.

એનજીનીયર્સ એન્ડ કોન્ટ્રાકટર્સ.

૭૮૨, હાજાપટેલની પોળ અમદાવાદ.